રાઠવી - ૧

# ઢોલ

આદિવાસી બોલીનું સામયિક

તંત્રી : પ્રા. સુભાષ ઈશાઈ

ભાષા સંશોધન પ્રકાશન કેન્દ્ર, વડોદરા

# ભાષા કેન્દ્ર

આપણો દેહ અલેગ રીતોથી ભરેલો સે. અલેગ અલેગ ધરમ, જાત, ભાષા બધુ તીમેં ભેગું થે'લું સે. કુદરતે છૂટા હાથે તીની મે'રબાની આ દેહ ને આલેલી સે. આ કુદરત જોડે જીવતા લોક એતરે આદિવાસીઓ. આથમણા દેહોની નકલ કરી જીવતી આપણી સૅરની પરજા ને કુદરત જોડે જીવતી આદિવાસી પરજા વચમેં જીવન ને રીતેરહેમ મેં વાદળ ને જમીન જેતરૂ છેટૂ રે'લું સે. આજના સૅરીયા લોકને લીધે આ આદિવાસી રીતેરહેમ વારૂત ઝડપથી પોતાની અલેગ રીત ખોઈ રી'સે. કાલની પરજા આ આદિવાસી રીતેરહેમ ને વસ્તુઓ ભેગી કરવાની જગાએ કે ચોપડીમેં જ ભાળી હકહે. આ આદિવાસી રીતેરહેમ ને હાચવવા માટે ડોક્ટર ગણેશ દેવી ના હાથ નીચે વરહ ૧૯૯૬ મેં વડોદરામેં ભાષા સંશોધન પ્રકાશન કેન્દ્ર નામની જગા ઊભી કરવામેં આવલીસે. આ જગા આખા ભારતમેં જે અલેગ અલેગ ૮૬ જેટલી આદિવાસી ભાષાઓ ને રીતેરહેમ સે, જે ખાલી ભારતની જ નીં પુણ આખી દુનિયાની રીતેરહેમના મૂળ જેવી સે, તીને હાચવવા માટે પોતાની મરજીથી ઊભી કરવામેં આવલી સે. ડોક્ટર ગણેશ દેવીના હાથ નીચે વડોદરેથી ઉગમણે ૯૦ કિલોમીટર છેટે તેજગઢમેં ભાષા કેન્દ્ર નામની એક અલેગ જ હીખવાડનારી ને હોધવાવાળી જગા બની રી'સે. ઈના માટે દહ એકર જમીન લેવામેં આવલી સે. આ જગા કુદરતી હવાપાણીમેં અરવલ્લીના ડુંગરા વચ્ચે ઊભી થી રે'લી'સે. જે ગુજરાતના આદિવાસીઓની વચમેં આવલી સે. આ જગાએ ખૂલ્લામેં પિચ્ચર બતાવામેં આવહે. ભેગા થવાની જગા કે જે એકેજ પથરા મેંથી કોતરી કાઢવામેં આવહે. કાયેમ જ વે'તુ કોતેળું ઑહે જે પથરાની ટેકરીઓમેંથી વે'ઈ ને આ જગાની ફરતે પોતાનું રૂપ ફેલાવહે. ભેગાથી'ને વાત કરવાના ને કામ કરવાના ઘૉર ઊભા કરવામેં આવહે. આખા ભારતના ને ભારત બાહેરના આદિવાસીઓની રીતેરહેમ જેવાજ ઘૉર બાંધવામેં આવહે. આદિવાસી કલાકારોની દુનિયાને પોંચે એવી ચોપડી રાખવાની જગાને હીખવાડવાની જગા બનાવામેં આવહે. તે સિવાય તેજગઢ કેન્દ્ર મેં મુલાકાતીઓ માટે ને તાંજ રી ને ભણતા હોય એવા ભણનારા માટે રે'વાની જગા ઊભી કરવામેં આવહે. વધારામેં તેજગઢમેં ને નજીકના વિસતારમેં ઘણા બધા ઝાડવા વા'વા મેં આવહે ને તેજગઢ વિસતારના કુદરતી રૂપમેં વધારો કરવામેં આવહે. આવી જગા ઉભી કરવાનું કારણ આદિવાસી રીતેરહેમ જે ઝડપથી ખતમ થી'રી'સે તે માટે ભણનારાઓને ખેંચાણ થાય તે સે. આદિવાસી રીતેરહેમ બધા ભણે, તીને ટેકો આલે ને આદિવાસી ભાષાઓને ચોપડીમેં છાપી લેવાય, તીમની અલેગ અલેગ કલાને હાચવી લેવાય તેવો આ જગાનો અરથસે.

વહાલા વાંચનાર,

આ ચોપડીનો અરથ અલેગ અલેગ લોકની રીતે રહેમ કેવી સે, તીમના તીવાર કેવા સે, કેવા કેવા મલક સે તીની તમુને ખબર પડવી જોવે એવો સે. આ ચોપડી વાંચીને મઝા આયવી ઑહૅ. આ ચોપડી જીનાને વાંચતા નીં આવડતું હોય તીને વાંચી હંભળાવજો એતરે બધાને ખબર પડે કે આપણા જેવા બીજા લોક પુણ સે.

એવું નીં મેં કે બીજા લોક આપણાથી વારૂ જીવે સે કે તીમની જીવવાની રીત વારૂ ને આપણી ભનતી હોયલી. આપણે જે જીવીએ તે સેરીયા કરતા વારૂ જીવીએ સે. સેરીયા લોક આખો દાહડી પૈહા પછાળ દોડતા હોય સે એતરે વારૂત મઝા નીં કરી હકતા. સેરના વાય પુવન પુણ આપણા કરતા ભનતા સે એતરે ગામડાનું જીવન વધારે વારૂ સે  એ વાત સેરીયા પુણ કરેસે. ગામડાના વાય પુવન વારૂ હોયલા, ખાવાનું પુણ વારૂ સે એતરેજ આપણા બધાના દેહી સેરીયા કરતા વારૂ સે. ઈનો અરથ એ નીં મેં કે બધાએ ગામડિયા થી' ને રેહવાનું સે. આપણે પુણ ભણવાનું સે, નોકરી કરવાની સે પુણ તીની જોડે સેરીયા જેવા થી' ને આપણી રીતે રહેમ ભૂલી જવાની નીં મેં.

આ મલકમેં અલેગ અલેગ જાતના ઘણા લોકો રેય સે. આ બધાની જીવવાની અલેગ અલેગ રીતો સે. બધા લોકને પોતાની જીવવાની રીત વારૂ લાગે સે તો આપણને પુણ આપણી જીવવાની રીત વારૂ લાગવી જ જોવે. આજે આપણા મેં થી ભણેલા આપણી રીતે રહેમ ભૂલતા જાય સે એવું નીં થવું જોવે. આપણે બીજા લોકથી વારૂ નીં મેં એવું નીં માનવું જોવે. જો આપણે જ આપણી રીતે રહેમ ભૂલી જહુ તો આપણા પોયરાં ને ખબર નીં પડે કે આપણા બાપદાદા કેવું જીવતેલા ? એતરે જ આપણે બધા ફાયદા લેઈક ને આપણી રીતે જ જીવવાનું સે કે જીને લીધે આપણે પુણ છાતી ઠોકી ને બીજા લોકને આપણી રીતે રહેમ વારૂ હોયલી એમ કી' હકીએ.

'બાર ગાઉ એ બોલી બદલાય' એમ આ મલક મેં પુણ અલેગ અલેગ ભાષાઓ સે. આ ચોપડીમેં રંગપુર (સઢલી) વિસતારની ભાષા વાપરેલી સે. આ ભાષા વાપરવામેં મને શ્રી પારસિંગ રાઠવા ને શ્રી રમેશ રાઠવા એ વારૂત મદદ કરેલી સે. મેં તીમનો ઘણો આભાર માનું સું. આ ચોપડી બીજા મલકના આદિવાસીઓની ભાષા મેં પુણ છાપેલી સે એતરે આપણી વાત બીજા મલકના આદિવાસીને પોંચાડવી હોય તો મને લખી મોકલાવજો.

સુભાષ ઈશાઈ

ટી.વી. રીલેકેન્દ્ર પાસે, ઓલ્ડ પેલેસ કંપાઉન્ડ,

છોટાઉદેપુર.પીન. ૩૯૧ ૧૬૫, જી. વડોદરા.

# છોટાઉદેપુર ની હોળી

## આદિવાસી રાઠવાઓનો તીવાર

સુભાષ ઈશાઈ

ઉદાપોર તાલુકામેં રેહતા આદિવાસીઓમેં મોટી વસતી રાઠવાઓની સે. આ રાઠવા જુદાજુદા તીવાર વારૂત આનંદથી ઉજવેસે. મોટા તીવારો હોળી, દહરો, દિવાહો ને દિવાળી સે. બધા તીવાર ઉજવવા અલેગ અલેગ રીતો સે. આ બધામેં બધાથી મોટલો તીવાર હોળીનો સે. હોળી હળગે તાંથી લેચકને પાંચ દાહડા લગેન તીને ઉજવાય. સે. આ દાહડાઓમેં અલેગ અલેગ જગાએ મેળાઓ ભરાય સે. માણહુ આ મેળામેં જાય ને વારૂત આનંદ કરેસે. આ મેળાઓ જોડે તીમની બાધાઓ પુણ જુડાયલી સે. મેળાઓ હોય તૅર તીમની બાધા પુરી કરવાની પુણ વિધિઓ કરે સે. હોળીના એક મહિના અગૉળ હોળીનો ડાંડ રોપવામેં આવેસે એતરે તે મહિનો ડાંડાનો કહવાય સે. લીલા વાંહનો આસરે દહથી પંદેર હાથનો વાંહ ગામની વચાળ રોપવામેં આવેસે. ડાંડ ગામનો પટેલ રોપેસે. ડાંડ રોપીકને પટેલને પૂજારો તીને પૂંજેસે. આ ડાંડ ઉપેર એક હૂપડું ને લાલ કપડાની ઝંડી બાંધવામેં આવેસે. ડાંડને એક મહિના લગેન રાખવામેં આવેસે.

હોળીના મહિનાને બૈણ્યો કે હોળીનો કેહવામેં આવેસે. ઉદાપોર તાલુકાના અલેગ અલેગ ગામોમેં અઠવાડિયે એક દાહડે હાટ ભરાય સે. આ હાટમેં આદિવાસીઓ લેવા ને વેચવા આવેસે. આવા હાટ ઉદાપોર, દેવહાટ, રંગપુર, ઝોઝ, પાનવેડ, કવાંટ જેવા ગામોમેં અલેગ અલેગ દાહડે ભરાય સે. હોળી ની અગૉળનું હાટ ભંગોરિયુ કહવાય સે. આ દાહડે ઘણા બધા આદિવાસીઓ ભંગોરિયાના મેળામેં આવેસે. નાચતાં, ગાવતાં, ઢોલ, પીહી, પીહા, ખડખસિયાં વગાડીને આ લોકો ઘણી મઝા કરે સે ને તે દાહડાના હાટમેં થી હોળીનો સામાન લેચ સે. હોળીને આગલે દાહડે હૂકા પાયડાં, જે ખાખરા કહવાય સે, ભેગા કરીક ને ડાંડ અગૉળ ગામનો કોટવાળ હળગાવે સે. હોળી ના દાહડે બાધા રાખેલું લોક અપાસ રાખેસે. ગામ લોક આખો દાહડો હોળીના લાકડાં ભેગા કરેસે.

હાંજ હુધીમેં લાકડાં ગોઠવી હોળી તીયાર કરવામેં આવેસે જે મોટી હોળી કહવાય સે. મોટી હોળી હળગાવતાં અગૉળ છાણાની નાની હોળી બનાવીને હળગાવામેં આવેસે જે ડોકર હોળી કહવાયસે. આ હોળી હળગાવાની વિધિ પૂજારો ક્રેસે. ડોકરહોળીને હળગાવીને નૈહોળ ફોડવામેં આવેસે. પછેન કૂકડીનો ભોગ ધરાવામેં આવેસે. કૂકડી સેકીને તીનો પરસાદ બધાને વેંચવામેં આવેસે. ડોકરહોળી હળગી રેચ એતરે પૂજારો તીને વધાવે સે ને પછેન મોટી હોળી હળગાવામેં આવેસે.

મોટી હોળી પટેલ ને પૂજારો હળગાવેસે. હોળી હળગાવીને નૈહોળ ફોડવામેં આવેસે. હોળીમેં કંકુ, ચણા, ધાન બધુ નાંખવામેં આવેસે. બાધા રાખેલું લોક હોળીના પાંચ સીધા ને પાંચ ઊંધા ફેરા ફરેસે. બધા ફેરે હોળીમેં ધાન

નાંખવામેં આવેસે. બધા ફેરા પૂરા થયા પછેન હોળીમેં નૈહોળ નાંખવામેં આવેસે. પછેન ઢોલ વગાડીને અદમીઓ હોળીની અગૉળ નાચેસે. બડવાઓ ધૂણેસે.

**બાધાઓ ને મેળાઓ :**

૧. હોળીને દાહડે હોળીની બાધા રાખવામેં આવેસે. ઘૉરમેં નાનો મોટો મંદવાડ હોય તૅર હોળીની બાધા રાખવામેં આવેસે. ઘૉરમેં ખૂશી હોય જેવી કે પાક હારો થ્યો હોય કે ભેંસ વિયાઇ હોય તો પુણ હોળીની બાધા રાખવામેં આવેસે. તીમેં બોકડા ને કૂકડીનો ભોગ ધરાવામેં આવેસે. બાધા રાખી હોય તે ઘૉરનું લોક હોળીને દાહડે અપાસ કરેસે. બાધા પૂરી કરવા બડવાને બોલાવામેં આવેસે. બડવો લોટામેં પાણી લેઇને બોકડો તરાપી ઝાડો લેવડાવેસે. આ વખેત બડવો બોલ ભણે સે.

**હોળી નો બોલ :**

મોટી ચૂલવાળી
નાની ચૂલવાળી
મોટી હોળી ભગુતી
નાની હોળી ભગુતી
કીંહુડિયો મેળો
રાય બુધિયાનો
ખેલવા વાળો
ચોંદાળી કે'વાય
હોળી ભગુતી
ચોંદાળી હોળી ભગુતી કે'વાય
રાય બુધિયાના
હોળી ભગુતીના
દાહડા આવી જ્યા
ખરા મહિના ન ખરા દા'ડા
તે દા'ડે
મારૂ કે'વયસે
હાગ બાંધુ
કે'વય કે હાગ બાંધી
માનતા જોડું
માનતા જોડેલી હાની કે'વયસે
બારે મહિને તેરે મહિને માનતા જોડેલી છે
હોળી ભગુતી પોર
તે દા'ડે કે'વાય કે
મારૂ કે'વયકે
મોટી હોળી
નાની હોળી હોળી ભગુતી તે દા'ડે
આજ મારો મેળો ફેળવા લાગી જ્યા
તારૂબરોબર કે'વય
એતરૂ મેં રાય બુધિયા છે

રાચ બુધિયા પછઉ તે દા'ડે
મારા નંગારા પોર
નિશાના પોર પણ મેં
આજ મેં બાવા ફકીરનો વેહ લીધેલો છે
આજ મેં માનતા છૂટ્ટૂ
ચાંદાના છે
ગૂમડાના છે
તે દા' ડે
ઉકાહીના છે
પીતાહીના છે
બેરા બોબડાનાં છે
તે દા 'ડે
રેંગળી પેંગળીનાં છે
તે દા'ડે
ઉટ્યા ટૂટ્યાના છે
તે દા'ડે
મારૂ'કે વચ કે હોળી ભગુતી ચૂલ ચાલહી કરીન
તારી માનતા છૂટવા લાગી જે'લો છે
અન નાહી ધોહીન
તે દા'ડે રોળા ચળાવી
રોળા ચળાવીન
તે દા'ડે
તારી માનતા છૂટી ખાંડે ધારિયાં કરીન
માનતા છૂટી જહી
કરી મેં માનતા લીધેલી છે
કાસીમ બડવો
રૂપો બડવો
હોનો બડવો
હોનો વધાણો
ચાલે તે દા'ડે
મારા મેળા બાંધવા લાગી જે'લા
તે દા'ડે
હાથ બાંધવા લાગી જચા તા
પાણીથી પાતળા પડવા લાગી જે'લા છે
આજ કે'વચ છે
ઠંડી પાડવા લાગીજી
ગરમી પાડવા લાગીજી
તે દા'ડે
આજ હુહવા ઘુઘોટા ટ ટ્મ પડવા લાગી જી કરી
હોળી ભગુતી તે પૉર
તે દા'ડે કે'વચ છે
કાળા મનસા ન તે તે દા'ડે મેં ઊતરવા લાગી જે'લી છે
ઊતરવા લાગીન તે દા'ડે
પાન સેલીચા ન કબૂલ
પાન સૅરીચાન નાળિચેર ન પૂજા પાતરા કરૂ
આજ મારે હોળી ભગુતીના મેળા છે
તે વખેત

મારી હુતી કે'વય છે
કીહુળિયો મેળો ન
કીંહુળિયો રોળો
રોળા પર રોળો
રોળા પર રોળો
આજ કે 'વય છે
ગાંડા ન ઘેલ્યા ની હોવા દે'મ
તે દા'ડે
બેરા ન બોબડા ની હોવા દે'મ
પણ રંગે ને ચંગે રાખી પણ કરી ન
બારે મહિને પોર તારી માનતા છૂટૂ છે
હોળી ભગુતી કે'વાય છે
હોળી ભગુતી કે'વાય છે
તે દા'ડે
મારૂ કે'વય છે
તે દા'ડે
હરગુનુ ફૂલનુ
તે દા'ડે
તાડી હરા
તાડી ન તરાપવા લાગી જયા
હરા તાડી તરાપી ન તે દા ડે
મારૂ કે'વય સે
પાણ ઝેલ્યા ને રેલો કબૂલ
પૂજા પાતરા કરવા લાગી જયો
આજ કે 'વય સે
તરવારે હાંકવા લાગી જયો
તરવારે હાંકી ન તે દા'ડે
મારા હીરના હીંડોળા બાંધવા લાગ્યો
તે દા'ડે મારા કીંહુડિયા ફૂલું હીડવાળવા લાગી જયા
કીંહુડિયા ફૂલુ હીડવાળીન
તે દા'ડે બરોબર
આખું મેં બયલાં તે દા'ડે
મારૂં કે વય સે તે દા'ડે
મેં હીંડવા ફીરવા લાગી જયો
ડાબો ફીરી હોળી ભગુતી પૉર
જમણો ફીરી હોળી ભગુતી પૉર
આજે ઢોલું ન વાજાં ન બરોબર
મારો મેળો ભરઇ જયો
ડીંગા ને બુહા બાંધેલા કે'છે
હાગ બાંધવા લાગી જયા
આજ કે'વય કે
આજ પાછેન
પછી તાર બાટલે હીરલે

બડવો બોલ ભણતો જાય છે ને બોકડો તરાપતો જાય છે. જે વખેત બોકડો ધરૂજી જાય તે વખેત તીને કાપવામેં આવેસે. ઘૉરનું એક માણહ પાળિયાના એકી જ ઝાટકે બોકડાનું મૂંડુ તોડી નાંખે સે. બોકડા પછાળ કૂકડી પુણ કાપવામેં આવેસે. બોકડાનું કાળજું કાહડીને સેકવામેં આવે સે. સેકેલા કાળજાથી બડવો ખતરી પૂંજે સે. ખતરી અગૉળ બડ્વો પૂજની ઢગલી કરી તીની ઉપેર દીવો હળગાવે સે. ઘૉરધણી હવા રૂપિયો મૂકેસે. ખતરી અગૉળ કાળજું મૂકી તીને પરસાદ ગણી પૂંજવામેં આવે સે. બડ્વા તાં દારૂને તાડી તરાપે સે. બોલ ભણે સે. પછેન બધાને કાળજાનો પરસાદ વેંચવામેં આવે સે. ભોગ આપેલા બોકડાને રાંધવામેં આવે સે. તીની જોડે કૂકડી, અડદનાં ઢેબરાં ને ભાત પુણ રાંધવામેં આવેસે. સગાવાલાં ને ઘૉરની આજુબાજુનું લોક ખાવા માટે તેડવામેં આવેસે. ખાવાનું રંધાઈ જાય પછેન ઘૉરધણી ખાખરાના બે કે તીણ જમણા પાયડામેં રાંધેલો બોકડો, કૂકડી, અડદનાં ઢેબરાં ને ભાત મૂકે સે. તીને ઘૉરમેં ધારની બેડી (થાંભલી) અગૉળ મૂકીને પૂંજવામેં આવે સે. પછેન ખાવાનું સરૂ કરવામેં આવે સે. આ બાધા છોડાવનાર બડવાને ઘૉરધણી બોકડાનું માથું, પૂજ, ભાત ને પચ્ચી થી તરીસ રૂપિયા આલે સે.

૨. કેહ્લાક માણહ હોળી થી પાંચેમ હુધી પાંચ દાહડાની બાધા રાખે સે. આ બાધા ઘૉરમેં દુખ કે ખૂસીના વખેતમેં રાખવામેં આવી હોય સે. આ બાધામેં અદમીઓ જુદા જુદા વેહ કાઢે સે. કેહ્લાક અદમીઓ બાયડી ના લુગડાં પેહરે સે જે 'રાય' કહવાય સે. આદમીઓ આખી દેહી પર મેશ ચોપડે સે જે 'બુધિયા' કહવાય સે. આ બાધા રાખનારા પાંચ દાહડા લગેન ગામે ગામ ફરીને ગેર ઉઘરાવેસે. દાહડે ગેર ઉઘરાવી હાંજ પડે પોતાની હોળીએ પાછા ફરેસે. આ રાય બુધિયા કાયમેજ ગેર ઉઘરાવતાં ગળામેંથી બાયડી જેવો અવાજ કાઢે સે.

૩. દેહી ઉપેર ગૂમડાં થયાં હોય, હાથ પગ ભાંગી જેલો હોયકે કોઈ પુણ મંદવાડ હોય તૅર ચૂલની બાધા રાખવામેં આવેસે. ચૂલને દાહડે મેળો પુણ ભરાય સે. ધુળેટીના દાહડે ઉદાપોર, ટીમલા, રુમડિયા, ઝોઝ ને રાયસિંગપુરામેં ચૂલના મેળા ભરાય સે. ઉદાપોરનો મેળો ચૂલનો મેળો કહવાય સે. તીમેં આસરે ચારેક હાથનો ઊંડો ખાડો ખોદવામેં આવેસે. અંદર દેવતા હળગાવામેં આવેસે. ચૂલની બાધા રાખી હોય તે આ દેવતા ઉપેર ઉઘાડે પૉગ ચાલેસે ચૂલની બાધા રાખનાર તે દાહડે અપાસ કરેસે. દેહીએ ખાલી કેડની નીચે એક લુગડું પેહેરેસે. આખા દેહીએ હળદર ચોપડવામેં આવેસે. બાધા રાખનાર હાથે ઘૉરનું બધું માણહ નાચતા, કૂદતા, ઢોલ, પીહી, પીહા, ખડખસિયાં વગાડતાં વગાડતાં ચૂલની જગાએ આવેસે. ચૂલના ખાડાની આજુબાજુ ફરેસે. બાયડીઓ ગીતાં ગાયસે. તે વખેત બાધા રાખનારને માથે ચાર છેડા ઝાલીને ચાર જણ ધૉળું લૂગડું ઓઢાડીને આજુબાજુ ચાલેસે. જે અછાડ કહવાય સે. તીનાંથી નજર નીં લાગે એમ માનવામેં આવેસે. ચૂલના એક છેડે એકાદ હાથ ઊંચી બે લાકડી રોપીને આંબાના પાયડાનું તોરણ બાંધવામેં આવેસે. તાં પૂજારો વિધિ કરાવેસે. બાધા રાખનાર તાં નેહોળ ફોડી દેવતા ઉપેર ઉઘાડે પૉગ ચાલેસે. દેવતા ઉપેર ચાલી હામે છેડે છાણના ઢગલાની ઉપેર ચાલી ને બાધા પૂરી કરેસે. દેવતાને હૂપડાથી પુવન નાંખી હળગતા રાખવામેં આવેસે. દેવતા ઉપેર લીમડાનાં થોડા પાયડાં નાખવામેં આવેસે. ધૂળેટીને દાહડે જ રૂમડિયામેં ગોળ ફેરિયાનો મેળો ભરાય સે. તીમેં એક બાજુ ચૂલ હોયસે જેમેં બાધા રાખનારા દેવતા ઉપેર ચાલે સે. બીજી બાજુ ગોળ ફેરિયો હોય સે. લાકડાનો આસરે છ હાથ ઊંચો માંચડો બનાવામેં આવેસે. તીની વચમેં બીજું આસરે છ હાથનું જાડું ઊભું લાકડું હોય સે. જેની ઉપેર આસરે દસ હાથનું

આડું લાકડું વચમેં કાણું પાડીને ગોળ ફરે તેમ રાખવામેં આવે સે. માંચડા ઉપેર લોક ઉભા રેયસે ને આડા લાકડાને ગોળગોળ ફેરવે સે.આડા લાકડાને એક છેડે દોરડામેં પૉગ ભેરવીને ઊભા રહવાય તેવું ગોઠવેલું હોયસે. જે ગોળફેરિયાની બાધા રાખી હોય તે દોરડાની વચમેં ઉભો રેય સે. માંચડા ઉપેર ઉભા રે'લા બીજા લોક આડું લાકડું જોરથી ફેરવે સે. સીધા ને ઊંધા ફેરા ફેરવીને બાધા પૂરી કરવામેં આવે સે.

૪. હોળીને તીજા દાહડે કવાંટમેં ગેરનો મેળો ભરાય સે, જે આ મલકનો બધાથી મોટો મેળો સે. હવારેથીજ આજુ બાજુના ગામમેંથી આદિવાસી જુવાનિયા છોરા છોરીઓના ટોળાં કવાંટ ઘમી ચાલતાં કે મોટરમેં જાયસે. નવા કપડાં પેહરી જુવાનિયા છોરા છોરીઓ નાચતાં, ગાવતાં, ઢોલ, પીહી, પીહા, ખડખસિયા બધુ વગાડતાં વગાડતાં મેળામેં મઝા કરવા આવે સે. આ મેળો હવારેથી હાંજ હુધી ચાલે સે. આખા ગામમેં આદિવાસીઓ આખો દાહડો નાચતાં નાચતાં ગાવતાં ગાવતાં ફરે સે. આદિવાસીઓ જુદા જુદા સણગાર કરી મેળામેં મઝેથી ભાગ લેય સે. દરેક ગામના જુવાનિયા છોરા છોરીઓ એકેજ રંગના કપડાં પેહરે સે જેથી મેળામેં અલેગ થી' જવાય તો પુણ હોધવામેં હેલું પડે. આ મેળામેં હજારો આદિવાસીઓ આવે સે ને મેળામેં વારૂત મઝા કરે સે.

૫. હોળીના ચોથે દાહડે ભૂમસવાડા ને ટીમલામેં મેળા ભરાય સે. ભૂમસવાડા ના મેળામેં જુવાનિયા છોરા છોરીઓ ભાગ લેઇ વારૂત મઝા કરે સે. આ મેળામેં લોક આખો દાહડો નાચી કૂદીને મેળાની મઝા લેય સે. ટીમલામેં ચૂલને ગોળ ફેરિયાનો મેળો ભરાય સે. ચૂલની બાધા રાખનારા અપાસ કરે સે. ઘૉરથી જ ઉઘાડા પૉગે આવે સે. પૉગમેં કંઇ ચોંટે નીં તીની ખાસ કાળજી રાખે સે. એવું માનવામેં આવેસે કે જો પૉગમેં કંઇ ચોંટે તો ચૂલ મેં પૉગ દાઝી જાય. અછાડ માથે રાખીકને બાધા રાખનારને ચૂલની આજુ બાજુ ગોળ ફેરવવામેં આવે સે. પછેન ચૂલમેં ઊતરી દેવતા ઉપેર ઊભા રી'ને જ બાધા રાખનાર બાજુમેં રાખેલા પથરા ઉપેર નૅહોળ ફોડે સે. દેવતા ઉપેર ચાલીને બહાર આવતાં બાધા રાખનાર જોરથી કુરિયે કરે સે. ટીમલામેં ગોળ ફેરિયો બડવાઓ માટે જ હોય સે. ગોળફેરિયાને પૂંજવાની વિધિ પૂજારો કરે સે. બડવો ઘૉરથી જ ધૂણતો ધૂણતો ગોળ ફેરિયા જોડે આવે સે. ગામના પટેલે નક્કી કરેલો માણહ બડવાની પીઠમેં સૂડો આરપાર ઘોચી દેય સે. બડવામેં સત હોયતો લોહી પુણ નીં નીકળે એવું માનવામેં આવેસે. જો બડવામેં સત નીં હોય તો સૂડો ઘોચતે જ તીનો ભાર ઉતરી જાય સે એટલે કે ધૂણવાનું બંધ થી' જાય સે. ઘોચેલા સૂડા જોડે બળવાને ગોળફરિયે લી'જવામેં આવે સે. ગોળફેરિયાના આડા લાકડાના એક છેડે બડવાને નીચેની બાજુ પૉગ વાળીને બાંધવામેં આવે સે. આ વખેત તીનું ધૂણવાનું ચાલુ જ હોય સે. આડા લાકડા ના બીજે છેડે પટેલે ફળિયા દીઠ ફાળવેલા માણહને દોરડાથી બાંધવામેં આવે સે. ગોળફેરિયાને ફેરવનારા પાંચથી છ માણહુ પુણ નક્કી કરવામેં આવલા હોય સે. ગોળફેરિયાને પાંચ વખેત ડાબે ને પાંચ વખેત જમણે ફેરવવામેં આવે સે. પછેન બડવાને નીચે ઊતારીને ગોળફરિયાને લાકડે ડાબે જમણે તીનું મૂંડુ અડાવામેં આવે સે. પછેન સૂડો કાઢવામેં આવે સે ને બડવાનો ભાર ઊતરી જાય સે.

૬. હોળી ના પાંચમાં દાહડે ઉદાપોર, રાયસિંગપુરા ને ઝોઝ મેં મેળા ભરાય સે. ઉદાપોર થી આસરે બે ખેતરવા દૂર ઉગમણે બાબા વાઘથળનો બયડો આવેલો સે. તીની પાહેંણનું વાઘશૂર મા'રાજનું મંદિર આદિવાસીઓ માટે વારૂત સત વાળું ગણાય સે. તાં પાંચેમનો મેળો ભરાય સે. આદિવાસીઓ ભેગા હોયક ને મંદિર અગૉળ ઢોલ,

પીહી, પીહા, ખડખસિયા વગાડીને નાચે સે. વાઘશૂર મા'રાજની બાધા પૂરી કરે સે. મંદિરમેં નેહોળ ફોડે સે. બહાર માટીના ઘોડા, ઢાબુ મૂકે સે. ગામલોક બાબા વાઘથળના બચડા ઉપેર ચઢે સે. રાયસિંગપુરા ને ઝોઝમેં ચૂલના મેળા ભરાય સે. બાધા રાખનારા દેવતા ઉપેર ચાલે સે ને બાધા પૂરી કરે સે. જુવાનિયા છેરા છોરીઓ નાચી કૂદીને આ મેળાઓની વારૂત મઝા લેય સે. આ રીતે ઉદાપોર મલકના આદિવાસીઓ હોળીનો તીવાર વારૂત મઝેથી ઉજવે સે. બાધાઓ પૂરી કરે સે. મેળાઓ ઉજવે સે. ઘણીવાર આ મેળાઓમેં વેરની વસુલાત પુણ થી'જાય સે. માણહ મારવો આ લોક માટે કંઇ નીં મેં. આ મેળાઓમેં લાડીની પસંદગી પુણ થી'જાય સે. જેમેં પછેન લગન કરી લેવામેં આવે સે. આ રીતે આ લોકો હોળીના મેળાઓની વારૂત મઝા કરી પોતાની અલેગેજ જીંદગી જીવે સે.

# આદિવાસી પાવરા ભીલ લોકોનો તીવાર

## હોળીની વાત

સુભાષ પાવરા

આદિવાસી પાવરા જાતમેં હોળી એ હૌથી મોટલો દેવ ગણાય સે ને આ તીવાર હૌથી મોટલો તીવાર સે. હોળીમાતા ઘૉરમેં બરકત લાવેસે, પૈહા લાવેસે એવું પાવરા લોક માને સે. આવા આ હૌથી મોટા તીવારની વાતરા ધુળિયા જીહ્વાના અક્રાણી, શહાદા, તળોદા, શિરપૂર તાલુકાઓની પાવરા જાતમેં અલેગ અલેગ રીતે કહવામેં આવેસે. તીમેંની આ એક વાતરા સે. એમ કહવાય સે કે વિદુબાઈ દેવીએ માટીમેંથી ધરતી, ચાંદ, હૂરેજ, દેવદેવતા બનાયવા. દેવદેવતાની મૂર્તિઓ તીયાર કરતી વખેત વાહેણ ધોયું. તે પાણીમેં માટીના કેહ્વાક કણ રી'જે'લા. તે ઉકળે નાંખી દીધેલા. તે ધૂળના કણમેંથી એક છોરી તીયાર થી' . ધૂળકણોને ધૂલીરાયા પુણ કહવાય સે. તે ધુલીરાયાની છોરી તે હોળી એમ કહવાય સે. કાલ્યા ને બુલ્યા બે દેવતા રાજા સિકાર ખેલવા વિજયાનગડ બયડે જયા. સિકાર ખેલતી વખેત તરહ લાયગી. તે પાણી પીવા દરિયા કાંઠે જયા. તાં ઉકળા ઉપેર એક છોરી મયલી. તીને ઉંચકીને ઘૉર લી આચવા. તીનું નામ હોળી પાડવામેં આચવું. ટીપું ટીપું દૂધ પાયને તીને નાનેથી મોટી કયરી. તે જુવાન થી'. તે વારૂત રૂપાળી હુતી. ભોંગીરાજા ઘોડે ચડીકને છોરી ભાળવા કાલ્યા, બુલ્યાને ઘૉર જયો. એ પુણ વારૂત રૂપાળો હુતો. તે છોરીનો હાથ માંયગો. તે રાજા હોયકને તીનો બોલ રાખીક ને વે'વા કરવામેં આયવો. ધામધૂમથી લગન થ્યા. તીમને બે છોરાં થ્યા. તીમના નામ ભોંગર્યા ને મેલાદા એમ પાડવામેં આયવા. હોળીબાઈ ઘણા દાહડે પિયેર જવાનો વચાર જોડ્યો. નવા કપડાં, સોના ચાંદીના ઘરેણા લીધા. હુથાર જોડે જાઈકને ગાડી બનાયવી. જોડનાર જોડપીરાયા જોડે જોડાવી લીધી. ગુવારિયા (ગોરી) જોડે જાઈકને ખાંડા ને મેંડા એમ બે ડગરા લાયવા. ગાડામેં હોળી, ભોંગર્યા, મેલાદા બેઠાં. આશ બાહ માટે ગુડદાળી, નૈહોળ લીધાં. જંગેલની વાટ લીધી. વાટે જાતાં લૂંટારા હોળીની વાટ રોયકી. કપડાં, દાગીનાં લૂંટી લીધા. ખાલી હાથે મોકલી દીધી. (એતરે હોળીની માનતાવાળા બાવા, બુધિયાઓ ઉઘાડા રેહવાની માનતા રાખેસે. ) વાટે જતા અંધારૂ થ્યુ. ઈનાએ વાંહના ઝાડ નીચે વાસ કયરો. (એતરે વાંહ ની હોળી કરાય સે). રાણી કાજલને હપણું આયવું કે ગામમેં હોળીમાતા આયવા સે. તે બધું વારૂ કરવા આયવા સે. તીની પૂંજા કરીએ તૉર ખૂશી થહે. આ વાત રાણી કાજલ કુદુરાણાને કીધી. તીમણે ગામલોક્ને નોંતયરું. હોળીનો દાહડો નક્કી કયરો. પૂજા નો સામાન, લાકડાં, છાણાં, વાંહ લાયવા. તીવાર ઉજવવામેં આયવો. ને હોળી તીમના ઉપેર ખૂસ થી'. હોળી કુંભીરાજાને ઘૉર વરહમેં એક વખેત આવેસે. બધુ વારૂ આલી જાયસે. માંગ પૂરી કરેસે. એતરે વરહમેં એકવાર હોળી ભોંગર્યા મેલાદાનો તીવાર ઉજવાયસે. ધુલિરાયની છોરી સે એતરે ધુલિવંદન કરાય સે. રંગપાંચેમના દાહડે ઉકેળા પરની રખોડીથી રંગપાંચેમ ખેલાયસે. એવું કંઈક પાવરા લોક માનેસે.

# હોળી

સુભાષ પાવરા

હોળી અગૉળની તીયારી : હોળીનો મહિનો એતરે કે બૈણ્યાના પેહલા દાહડાથી હોળીની સરુઆત થાય સે. હોળીના ખાડામેં હાગડાની મોટી ગાંઠ ને પાંચ છાંણા મેલાય સે. હોળીની પુનેમના પાંચ-છ દાહડા અગૉળ ગામના ફળિયામેં ઢોલ વગાડવામેં આવે સે. આખા ગામનું લાક પટેલના ઘૉર ભેગુ થાય સે ને હોળી કકમ ઉજવવી તીનો વચાર કરાય સે. હોળીનો ખરચ, લાકડા ભેગા કરવા, હોળીનો ડાંડ લાવવો, ડોકર હોળી, મોટી હોળી આ બધાની ગોઠવણ કરાય સે.

ડોકર હોળી : જો ગામમેં મંદવાડ હોય, કોઇ આફત આચવી હોય કે એ મહિનામેં કોઇ મરી જ્યું હોય તો તે વરહે ડોકર હોળી ઉજવાય સે. આ હોળીમેં લાકડાં નીં નાંખતાં. હોળી હળગાયા પછેન નેવજ ધરીને પરસાદ આપવામેં આવે સે. માનતા રાખનાર બાવા, બુધિયા આવા ગામમેં નાચવા કે માંગવા નીં આવતા. એમ હોળી સાદાઇથી ઉજવવામેં આવે સે.

વાંહની હોળી : આ હોળી મોટી હોળી કહવાય સે. વાંહ લાવવા તૅણ, પાંચ કે હાત માણહુ નક્કી કરાય સે. તે જ માણહુ તૅણ, પાંચ કે હાત વરહ પૂરા કરે સે. તીમના વરહો પૂરા થાય એતરે બીજા માણહુ નક્કી કરવામેં આવેસે. હોળી માટે જંગેલમેં જેઇ જે વાંહનો છેડો ગોદરીયા (ઉત્તર) કે ઉગમણી બાજુ હોય તીને પસંદ કરાય સે. વાંહ અગૉળ પૈહો મૂકી ફૂલ ને દારુથી તીને પૂંજવામેં આવે સે. વાંહને મૂળિયામેંથી બાહરો કાઢવામેં આવેસે. તીની લંબાઈ હાથથી ગણવામેં આવેસે. વાંહ લાવતા રસ્તામેં તીની લંબાઈ ફરીથી ગણવામેં આવેસે. હોળી વધેસે કે ઘટેસે તે ભાળવામેં આવેસે. ઘટે તો માતા હારુ નીં કરે એમ મનાય સે. વધે તો તે વરહે હોળી બધું હારુ કરહે, બધે ખૂસી થહે એમ માનવામેં આવેસે.

હોળી જોડે એક ટોકરુ પુણ લાવવામેં આવેસે જે ડાંડો કહવાય સે. રસ્તામેં હોળીના વાંહને જો બાવા, બુધિયા રોકે તો તીમને પૈહા આલવામેં આવેસે. હોળી હળગાવાની જગાએ વાંહને મેલવામેં આવેસે.

હોળીની તીયારી : હોળીના ખાડામેં રોપેલી હાગડાની ગાંઠ ને છાણાં બાજુએ મેલીને પાછલા વરહની રખોડી ભેગી કરીક ને કાહડી લેવામેં આવે સે. પટેલના ઘૉર પૂજારો પૂજા કરે સે. તીના ઘૉરથી જ નાચતાં, ઢોલ વગાડતાં હોળીની જગાએ જાયસે. હોળીને હાથ જોડેસે. પૂજારો પૂજા કરેસે. વાંહને એક છેડે અડદિયાનો મોટો પાપડ, કોપરાની કાચલી, ખાખેરના ફૂલ, આંબાના પાચડા બાંધવામેં આવેસે. હોળીના વાંહનો છેડો ઉગમણે રેય તેમ ખાડામેં રોપવામેં આવેસે. નીચે થડનો ભાગ રેય તેમ લાકડાં ગોઠવવામેં આવેસે.

હોળી હોળગાવવી : હવારે તીણ વાયગા પછેન પૂજારો હોળીની પૂજા કરેસે. પછેન હોળી હળગાવામેં આવે સે. વાંહનો થડિયાનો ભાગ હળગી જાયસે ને ઉપરનો ભાગ એમેજ રેય સે તીને નીચે જમીન ઉપેર પડવા નીં દેતા.

ડાંડ થી તીનાને ઉપેર ઉંચકી રખાયસે. તીની પૂજા કરવામેં આવેસે. તીનો છેડો (બુરાંગલી) ગામના પટેલના હાથે તોડવામેં આવેસે. પટેલ ઘારિયાને બે હાથ જોડી એકીજ ઝટકામેં તીને તોડેસે. જો એકીજ ઝટકે નીં તૂટે તો બધું હારુ નીં થાય એમ કહવાયસે. પછેન ગામના આગેવાનો ને વડીલોને તે જ વાંહ એક પછેન એક તોડવા માટે આલવામેં આવેસે. પછેન હોળીની જગાએ પૂજા વિધિ કરવામેં આવે સે. નૈહોળ, ગુડદાળી (ગોળ ને દાળિયા મેંથી બનાવેલી ખાવાની વસ્તુ), કોપરાની કાચલી ચઢાવામેં આવેસે. કૂકડીનો ભોગ ધરાવામેં આવેસે. બાયડીઓ હોળી ફરતે પાંચ ફેરા ફરી ગુડદાળી ધરાવેસે. માનતા રાખનાર નૈહોળ, કૂકડાં ધરાવીને માનતા પૂરી કરેસે. આમ આખો દાહડો માનતા રાખનારા, બાવા, બુધિયા બધાનું કામ ચાલતું રેયસે.

રાતે નાચગાન : હોળીની રાતે આજુબાજુના ગામોમેંથી લોક હોળી ભાળવા ભેગું થતું હોયસે. કેહ્લાક ઢોલ લાવેસે. ઢોલ વગાડવાની હરિફાઈ ચાલેસે. જેનો ઢોલ હાંજથી હવારે હુધી બરાબર વાગતો રેય તીને ઈનામ આલવામેં આવેસે. જુવાનિયા છોરા છોરીઓ ઢોલના તાલે નાચેસે. કેહ્લાક હોળી ગીતો ગાયસે. કેહ્લાક દારુ પી ને કૂદી કૂદીને નાચતાં હોયસે. આમ આખી રાત ચાલતું રેયસે.

પરસાદ: આ દાહડે બધાના ઘૉરમેં પોતપોતાની કમાઈ હોય તેમ વારુ વારુ ખાવાનું કે બીજું ખાવાનું બનાવામેં આવેસે. હોળીએ જતાં રાંધેલા ખાવાનામેંથી જરેક જરેક હોળીના પરસાદ માટે લી' જવાયસે. હવારે તે બધું જ ભેગું કરવામેં આવેસે. આવેલા બધા લોકમેં તે પરસાદ વેંચવામેં આવેસે. પરસાદ તાં જ પૂરો કરી દેવામેં આવેસે.

સરઘસ: હવારે પરસાદ ખવાય જાય એતરે હોળીની પૂજા કરવામેં આવેસે. હોળીનો છેડો (બુરાંગલી) હાથમેં ઝાલી બધાં નાચતાં ગાવતાં પટેલના ઘૉર આવેસે. તીના આંગણામેં નાચેસે. ઘૉરમેં જતી વખતે ઢોલીઆને ને કોદાળી, ચારલી, ઘારિયા, ઘડો ને હોળીની બીજી વસ્તુઓ રાખનારાને પૈહા આલવામેં આવેસે. હોળીનો છેડો હરખી રીતે ઘૉરની બાહરો મેલાયસે. ઘૉર મેં જાય ને બધાં નાચેસે. ભેગાં બહીક ને થોડો થોડો દારુ પીવેસે. તાંથી બાવા, બુધિયા ગામમેં ફરવા નીકળી પડેસે. તીમને ધાન ને પૈહા આલવામેં આવેસે. બીજા ગામમેંથી આવલા બાવા, બુધિયાઓને ધાન, પૈહા ને દારુ આલવામેં આવેસે.

દારુ: તીવાર નજીક આવે તેમ બધા ઘૉર મેં દારુ બનાવામેં આવેસે. હોળીમેં ઘણો દારુ વપરાય સે. મે'માન, બાવા, બુધિયાઓને દારુ આલવામેં આવેસે.

હોળીની માનતા: ગામના બધા લોક માનતા નીં લેતા. કોઈને છોરા થતા નીં હોય કે કાયમે જ મંદવાડ રેહતો હોય કે એવું બીજું કારણ હોય તૅર માનતા લેવી પડેસે. બડવો કેય તે રીતની માનતા રખાયસે. જેવી કે બાવો, બુધિયો, કાલી, ઘોડાવાળો, ચૂલ પર ચાલવું. આ માનતાને લીધે જો છોરું થાય કે મંદવાડ દૂર થાય તો પાંચ હાત વરહે માનતા પૂરી કરવી પડેસે. તીમેં કૂકડી કે બોકડાનો ભોગ ધરાવાયસે.

માનતા અગૉળની તીયારીઓ: હોળીના પાંચ હાત દાહડા અગૉળથી માનતા લીધેલ જણ નીમ પાડેસે. તીનું રેહવાનું અલેગ જગાએ હોયસે. ખાટલે નીં બહવું, પાણીના વાહેણ અલેગ રાખવા, કપડાં અલેગ રાખવા, લાડીથી દૂર રહેવું, કોઈને અડકવુંનીં, ગોળની ચા નીં પીવી, ગોળનો દારુ નીં પીવો એવી રીતના ઘણા નીમ પાડવામેં આવેસે.

ચૂનો : બાવા, બુધિયાઓના દેહીએ ચોપડવા માટે ચૂનાના પથરા વપરાયસે. આ પથરાના નાનલા કટકા

કરવામેં આવેસે. હોળીને દાહડે આ ચૂનો દેહીએ ચોપડવામેં આવેસે.

બુધિયા : બડવો કહે તેમ બુધિયો બનવું પડેસે. હોળીને દાહડે માનતા રાખનારા બધા ભેગાં થાયસે. બધી વસ્તુઓ હારમેં મુકવામેં આવેસે. બડવો એક પછેન એક બધી વસ્તુઓની પૂજા કરેસે. દારૂને ધાન ધરાવેસે ને એક એક ને સણગારવા માંડેસે. બુધિયો માથે પાઘડી બાંધી ઉપેર મોરનાં પીંછડા લગાડેસે. હાથમેં કલ્લા, ગળામેં અલેગ અલેગ દાગીના, કેડમેં મોટા મોટા ઘૂઘરા, મોઢે ને દેહીએ ચૂનાના ટીપણાં કરીને સણગાર કરેસે.

૧ બાવા : હારબંધ વસ્તુઓ મૂકાયેલી હોયસે. પૂજારો પૂજા વિધિ કરેસે. પછેન માનતા રાખનારાના દેહીએ બધી વસ્તુઓ ચઢાવામેં આવેસે. માથે રંગીન લાંબી ટોપી હોયસે, કેડે તુંબડુ બાંધવામેં આવે સે. ઉમેળાના ફૂલની માળા પે'રાવામેં આવે સે. પૉગમેં નાનલા ઘૂઘરા, હાથમેં લાકડાની તલવાર ને ભાલો હોયસે. દેહી ઉપેર ચૂનાના પટા રંગવામેં આવેસે.

કાલી : કાલી એટલે બાયડીનો વેહ પેહરેલો હોયસે. પગમેં ઘૂઘરા, હાથમેં હૂપડું ને દેહીએ મેસ ચોપડેલી હોયસે. માથે ફેંટો બાંધેલો હોયસે.

ઘોડાવાળો: લાકડામેંથી ઘોડો બનાવેલો હોયસે. તીને રંગીન કાગળથી સણગારવામેં આવેસે. હાથમેં લાકડી હોયસે. દેહીએ ચૂનાના પટા રંગેલા હોયસે.

ચૂલ માનતા: લાંબો ખાડો ખોદવામેં આવેસે તીને ચૂલ કહવાયસે. તીમેં હોળીના લાકડા હળગાવામેં આવેસે. દેવતા તીયાર થાય એતરે પૂજારો પૂજા વિધિ કરેસે. માનતા રાખનાર તીમેં પાંચ ડગલાં ચાલેસે. હામે ગાયનું છાણ રાખેલું હોયસે તીની ઉપેર પૉગ મેલવામેં આવેસે. માનતા રાખનારને પૉગમેં કાંઈ નીં થતુ. આવી રીતે ચૂલની માનતા પૂરી કરેસે. બાવા, બુધિયા ને બીજાઓની પૂજા વિધિ પૂરી થ્યા પછેન બધા હોળીની જગાએ જાય સે. ઢોલના તાલે હોળી ફરતે અલેગ અલેગ રીતે નાચેસે. હવારે હોળી હળગાયા પછેન હોળીની બાધાઓ પૂરી કરાય સે. બાધાવાળા પટેલના ઘૉર જાય સે. ગામમેં ઘૉર ઘૉર ફરીને, નાચી ગાઈ ને ધાન, પૈહા ઉઘરાવેસે. તીમને દારૂ પુણ અપાયસે. બધાં ભેગાં થઈકને વેંચીને પીવેસે. પોતાનું ગામ પૂરૂ થયા પછેન બીજા ગામે જાં હોળી થતી હોય તાં જાય સે. હોળીને બે હાથ જોડીને તે ગામે નાચ કરેસે. પાંચ, હાત, નવ હોળીઓ ફરીને પોતાને ગામ પાછા ફરેસે. બાધા પૂરી કરવા ને નાહવા કોતેળે જાયસે. તાં એક પછેન એક બધી વસ્તુ ઉતારીને બડવો પૂજા વિધિ કરે સે. દારૂ, કૂકડાં, નૈહોળ, બોકડાં ધરાવાયસે. બધાને પરસાદ (ખાવાનું) અલાયસે. કામની નીં હોય તેવી વસ્તુ ટોપી કે કોહલું ઝાડ પર લટકાવામેં આવેસે. આમ હોળીની માનતા છૂટી એમ ગણાયસે.

ગેર નાચ : આ પુણ એક જાતની માનતા હોયસે. કોઈ એકેજ ગામના આ લોક હોયસે. તીમેં વીહ થી તરીસ માણહુ હોયસે. કેટ્લાક ખૂસીથી પુણ ભાગ લેય સે. ગેરની બાધાવાળા કમરે સાડી બાંધી તીની ઉપેર ચામડાનો પટો બાંધેસે. હાથમેં ધારિયા, તલવાર, ઝ્માલ, પૉગમેં ઘૂઘરા, માથે ફેંટો, ઘરેણાં પેહરીને સણગાર કરેસે. કેટ્લાક રાય હોયસે જે બાયડી ના લુગડા પેહરે સે. કેટ્લાક વાજાં વગાડતાં હોયસે. બે જણ પોલીસ બનેસે. બે ડાકેણ બને સે. કેટ્લાક અલેગ અલેગ વેહ લીધેલા હોયસે. એક લાકડાનો ઘોડો ઢોલ ના તાલે નચાવનાર હોયસે. આ બધા ભેગા થઈકને ગેર નો નાચ કરે સે જેમેં ઢોલ, માદળ, થાળી બધું વગાડવામેં આવેસે ને તીના તાલે બધા નાચે સે.

મેળો: અમુક નક્કી જગાએ હોળીના મેળા ભરાયસે. તાં છેટે છેટેથી વેપારીઓ આવેસે. જુવાનિયા છોરા છોરીઓ,

નાનાં છોરા, ડાહલા બધાં ભેગાં થાયસે. ઢોલ વગા વાની હરિફાઈ થાયસે. આખી રાત નાચવાનું ચાયલા કરેસે. જુવાનિયા છોરા છોરીઓ એકા એકાની ઓળખાણ કરી લે સે. ભાઇબંધ, હગુંવહાલું બધાં મળેસે. ખબર પૂછેસે. આખો દાહડો મેળો ચાલેસે. બજાર ભરાયસે. બપોરા બાદ બધા પોત પોતાને ઘૉર જવા નીકળી પડેસે.

રંગપંચમી : હોળીના બીજે દાહડે ઉકેળાની રખોડીથી રંગ ખેલાયસે. તીજા દાહડે હોળીની રખોડીથી રંગ ખેલાયસે. હોળીની રખોડી થોડી ઘૉરમેં પુણ નંખાયસે. પછેન ગામના અદમીઓ ને બાયડીઓ પર નાખવામેં આવેસે. જુવાનિયા છોરા છોરીઓ એકા એકાને રંગે સે. જુવાનિયાઓ ઘૉર ઘૉર ફરીને રોક્ષા ઉઘરાવેસે. કોતેળે જાયને બધું ખાવાનું ભેગું કરવામેં આવેસે ને બધાં ભેગાં થઇકને ખાયસે.

ભારી પૉગવાળી ઉપેર હોળીની રખોડી નાખવામેં નીં આવતી. જો નાખવામેં આવેતો જનમ લેનાર પોયરાને હોળીની માનતા લેવી પડેસે. કોઇના પુણ ઉપેર બળજબરીથી રખોડી નાખવામેં નીં આવતી.

ધૂલી વંદન : હોળીના તીજા દાહડે તૅણ કુંવારા છોરાઓને કોતેળે નાહવા લી'જવામેં આવેસે. તે બુહળ બુધિયા કહવાયસે. કોતેળાની ધારે તીમને મૂંડુ નીચું રાખીકને ઊભા કરવામેં આવેસે. તીમની નજર પાણી બાજુ હોય તૅર તીમને પાણીમેં ધકેલીને પછાળ તીમના કપડાં પુણ પાણીમેં ફેંકવામેં આવેસે. ફેંકનાર જણ પુણ પાણીમેં પડેસે. પછેન હાથમેં છાણા લેઇકને તીમનો પીછો પકડવામેં આવેસે. હોળીની જગા આવે તાં હુધી પીછો કરવામેં આવેસે. તે જ દાહડે હાંજે બધું ગામ લોક હોળીની જગાએ ભેગું થાયસે. જોડે ઘૉર રાંધેલું ખાવાનું લેઇકને આવેસે. બધું ભેગું કરવામેં આવે સે. હોળીના થોડા વધેલા લાકડાં ને હોળીના વાંહના તોડેલા કટકા ભેગા કરીકને હળગાવામેં આવેસે. એજ દાહડે હોળીનો છેડો (બુરાંગલી) પુણ બાળવામેં આવેસે. પૂજારો હોળીના વાંહના કટકાની પૂજા કરેસે. કૂકડાંનો ભોગ ધરેસે. ઢોલ વગાડી નાચ ગાન થાયસે. બધું પૂરું થાય તૅર પરસાદ વેંચવામેં આવેસે ને પછેન બધા છૂટા પડેસે.

હોળીગુટ : હોળીના પાંચમા દાહડે ઉજવાયસે. કોતેળા કે નાળા પર ગામનું લોક હાંજ ભેગું થાયસે. દારૂ, કૂકડાં, બોકડાં લાવેસે. પૂજારો પૂજાવિધિ કરેસે. કૂકડા, બોકડા નો ભોગ ચઢાવેસે. તે જ જગાએ બધાને ખાવાનું અલાયસે. તાં હોળીની ઉજવણી પૂરી થાયસે.

### હોળી ગીત (પાવરી)

ઓયડડ કુરુર્ ડડડ
કાય ગાન કાયલા મેલ
ગાવરા ઉલીન ગીતે
બારા મયનાને દિહ દાહડા આવલા ઉલન બાય
ગાવ ઉલીન ગીતે
દિવાલી પુટલ ઉશાન કુશા
ઉલી પુટલ તાયા
વાજન લેતી આયવી ઉલન બાય
તારા આથમાસ તાલા
ધ્રુવરાજાને ઉબજલી ઉલીબાય
દર્યા માય દેખીન આવલી
કાલ્યાને બુલ્યા ભાંડે લાવ્યા બાય

આયતી રયને મોઠી કરી
નાગી ન બુગી લુટીહી ઉલી બાય
નાહલ ભાંડે લુટ્યા
ભોંગર્યા મેલા લાવી ઉલી બાય
ગુલદાલ્યા લાવી
સોંગ મોજે કરેહે ઉલી બાય
સોંગ મોજે કરેહે

## હોળી ગીત (રાઠવી)

ઓયડડ કુરુરૈ ડડડ
હું હું ગાવું ને હું રે મેલવું
ગાયે હોળી નાં ગીતાં
બારે મહિને દાહડા આયવા હોળીના
ગાયે હોળીનાં ગીતાં
ધ્રુવરાજાને તાં જલમાઇ હોળી બાય
દરિયામેંથી ભાળ જો આયવી
કાલ્યાને બુલ્યા ઝૂમાઇને લાયવા હોળી બાય
એતરામેં થી મોટી કયરી
નાગી ને બુગી હોળી બાય ને લૂંટી
ઝૂમાઇને નાહલે લૂંટી
ભોંગર્યા મેળા લેઇકને આયવી હોળીબાય
ગુડદાળી લેઇકને આયવી
વેહ ઘરે મઝા કરે હોળી બાય
વેહ ઘરે મઝા કરે સે

# ઢોલ જલમની વાતરા

સુભાષ પાવરા

ઘણા વરહો પેહલાની આ વાત સે. એ વખેતમેં કાલવો બામુણ નામનો એક દેવતા રાજા હુતો. ઇનાને એકેજ છોરો હુતો. તીનું નામ રૂણજુ હુતું. લાડમેં તે મોટો થ્યો. જુવાનિયો થ્યો ને બાહને છોરાના લગેનની ચિંતા થવા લાયગી. કાલવો બામુણ જઇકને વેણૂ વાણિયાને મયલો. તીની એક છોરી હતી. તીનું નામ હાવલી હુતું. બામુણે વેણૂ વાણિયા જોડે છોરી આલવાની વાત કયરી. વાણિયે બામુણના બોલનું માન રાયખું. બેઉની મરજીથી લગેન લેવાયું. બેઉ લગેનનો દાહડો નક્કી કયરો. બેઉને ઘામઘૂમથી લગેન કરવાની મરજી હુતી. પુણ વાત એ થી'કે ઘામઘૂમથી લગેન કરવા વાજાં જોઇએ. તે જમાનામેં વાજા નીં વગાડેતલાં. બેઉ નારાજ થ્યા. વચાર જોડવા લાયગા. વચારમેં ને વચારમેં એકદેમ રેલ્યા હુતારની યાદ આવી જેય. હુતારને જઈક ને મયલા. રેલ્યો હુતાર વાજાં બનાવાની હા પાયડી. વાત હાંભળીને રેલ્યો હુતાર પોતાને કામે લાગી જયો. વાજાં ક કમ બનાવા ? લાકડામેં થી અવાજ ક કમ કાઢવો ? લાકડામેં થી વાજાં ક કમ બનાવા? તીનો વચાર તીના મનમેં થ્યો. રેલ્યો બારે મણેની કુહાડી ખભે લીઘી. જોડે ખાવાનું બાંધી લીઘું, કોહલા મેં પાણી ભરી લીઘું ને જયો જંગેલમેં. લાકડા ને પારખવા લાયગો. જંગેલ જંગેલ ફરવા લાયગો. પુણ લાકડું મલતું નીં હુતું. ફરતો ફરતો રેલ્યો આભામાળને બયડે જયો. આ બયડા ઉપેર આભા કણબીનું રાજ હુતું. આ રાજાના ઘૉરના વાડામેં એક ઝાડ મયલું. તે હાગડાનું હુતું. હાગડાનું ઝાડ ભાળી રેંલ્યો તે કાપવાનું નક્કી ક્યરું. કુહાડી હાથમેં લેઈકને પેહલો ઝટકો માયરો પુણ તીની હાથે જ ઝાડમેંથી લોહીની ઘાર છૂયટી, તે ભાળીક ને રેલ્યો દુખી દુખી થી'જયો. પુણ કંઈક વચારીને તે હૂકાયલા પાયડાંની ભૂકી ક્રી પૂજાવિધિ કયરી ને પાછો ઝાડ કાપવાની સરુઆત કયરી. બીજો ઘા કયરો તૉર પાણીની ઘાર નીક્યળી. રેલ્યા ને મન હાસ થી. ઝાડ કાપવા હાવ વાંઘો નીં મળે. તીણે લાકડું કાયપું. તીનાને કોતરી ને અંદેર થી પોલું બનાયવું. ઈનો મોટ્ટો ઢોલ બનાયવો. એ રીતે નાની ઢોલકી, માદળ, તુડતુડે (એક જાતનું વાજું), ડાકવા (ઢાક), ઈંદનો પાટલો બનાવી લીઘું. લગેનમેં વગાડાય એવાં બઘાં વાજાં બનાવીને ઘૉર લાયવો. રેલ્યો કાલવા બામુણ ને વેણૂ વાણિયાને જેઈ ને મયલો. બનાવેલા વાજાંની વાત કયરી. બઘાએ વાજાંની પૂજા કયરી. નક્કી કરેલા મૂરતે રૂણજુ ને હાવલીનાં લગેન ઘામઘૂમથી કરવામેં આયવા. લગેનનો આખો પરસંગ વારૂત ખૂશીથી ઉજવવામેં આયવો. નાનલાં મોટલાં બઘાં વાજાં તાં વગાડવામેં આયવા. તે દાહડાથી આદિવાસીઓના લગેનમેં ને વારૂ પરસંગે વાજાં વગાડવાની સરુઆત થેઈ.

ઢોલ : ઢોલ આદિવાસી જાતનું વારૂત માનીતું વાજું સે. કોઈપણ તીવાર કે બીજા કામો મેં ઈને વગાડવામેં આવેસે. આખા લાકડાને અંદેરથી કોતરી ને તીની ઉપેર કોઈ પુણ ઢોરનું ચામડું લગાવીને ઢોલ બનાવામેં આવેસે. આ ઢોલ ના તાલે છોરા, છોરીઓ, જવાનિયાંઓ ખુશીથી નાચે સે. ડાહલાઓ પુણ નાચવાનો આનંદ લેય સે.

અલેગ અલેગ તાલ જોડે ગીતાં ગાવતાં વાજાંના તાલે નાચવાની ખૂસી હરેગથી પુણ અલેગ કહવાય. આ ઢોલનો અવાજ બયડા, કોતેર મેં ભરાય ને વાદળને પુણ ધમકાવે સે. તીનો મીઠો અવાજ વાદળને અડકીને પાછો આવેસે. કાનને ગમતો ને દેહીને ડોલાવતો અહલો આ ઢોલનો અવાજ સે.

## હોળી ગીત (પાવરી)

ઢોલ પેપાર્યા લાવરા દાદા
હેલી વેલે નાચ
ઢોલવાલા ઢોલ વાજાલે
આમૂ નાચણેવાલા
ઢોલન ચાલ નાચવા બેના
તાર દાદ લાવ્ય
બાયરા માટી નાચૂ રે દાદા
ઢોલ વાજે હે ઢોમ ઢોમ

## હોળી ગીત (રાઠવી)

ઢોલ પિપૂડાં લાવરે ભાયા
હોળીનો નાચીએ નાચ
ઢોલીઆ ઢોલ વગાડ
હમુ તો નાચવાવાળા
ઢોલના તાલે નાચ બેની
તારો ભાઈ લાયવો સે
બાયડીઓને અદમીઓ નાચોરે ભાયા
ઢોલ વાગેસે ઢોમ ઢોમ

## હોળી ગીત (પાવરી)

આપા ગાવૂમાં ગલયા ગલયા ઘૂમકે
આપૂ જાસૂ રાડીકલમ ગાવમા ઢોલ વાજે સે
ધડગાંવ ગાવ બઙ્ગીં બેના
ડુલ્યાવાલા નેવતા દેજી
ડુલ્યાવાલા વાજા આવેસે
તારી દોસ નાચા આવેસે

## હોળી ગીત (રાઠવી)

આપણા ગામે સેરી સેરી ગાજેસે
આપણે જાયે રાડીકલમ ગામે ઢોલ વાગેસે
ઘડગાંવ ગામે બરફી બેની
ઢોલીઆને બોલાયવોસે
ઢોલીઆ વગાડવા આયવા સે
તારા ભાઈબંધ નાચવા આયવા સે

# ડાંગ

ડાહ્યાભાઇ વાઢુ

ગુજરાત રાજના એક જિલ્લાનું નામ ડાંગ સે. આહવા ઇનાનું મોટલું સૅર સે. ગુજરાતનો આ હૌથી નાનલો જિલ્લો સે. ડાંગ જિલ્લાને એકેજ તાલુકો સે. ડાંગ જિલ્લામેં મોટલા ભાગની વસતી આદિવાસીઓની સે. ઇમેં કૂંકણા, ભીલ ને વારલી જાતો સે. અહીં ગીચ જંગેલ આવેલાં સે. રૉમ કથામેં દંડક નામના જંગેલની વાત આવે સે. દંડક જંગેલનો એક ભાગ તેવ્યુ આજનું ડાંગ. ડાંગનો બીજો અરથ લાકડાનો ડંગોરો પુણ થાય સે. ડાંગમેં રૉમ રી'જ્યા હોવાનું કહવાય સે. ડાંગમેં સુબીર નામનું એક ગામ સે. તાં શબરીનો આસરમ હુતો. ડાંગમેં સીતાવન નામનું એક જંગેલ સે. તાંનુ લોક રૉમના નામ ઉપેરથી છોરાંઓનાં નામ રાખે સે. જેંમ કે કાશીરામ, રામદાસ, રામલખમણ, સીતારામ, સીતરૂ એવા બધા. ડાંગમેં પાંડ્વા નામે એક ગામ સે. તાં પાંડવ ગુફા આવલી સે. તાં પાંડવો રેહતા હુતા એમ કહવાય સે. ડાંગમેં પેહલા આદિવાસી રાજાઓ રાજ કરતા હુતા. ઇનાઓનું જીવન રાજા જેવું નીં પુણ સાદુ હુતું. તે વારૂત લડવાવાળા હુતા. ગાઢવી, દહેર, લીંગા, વાસુર્ણા , પીમ્પ્રી, પીપલાઇદેવી, ગારખડી એવા બધા રાજ હુતા. જંગેલ ની ઉપજ એકેજ આવક હુતી. રેલના પાટા નાંખવા માટે, વહાણો બનાવા માટે ને બીજા કામ માટે અંગરેજોને લાક્ડાંની જરૂર પડતે ડાંગનું જંગેલ રાજાઓ જોડેથી વરહના ભાડાના પટેથી લીધું હુતું. વરહના પૈહા આલવા-અંગરેજો મેળો ભરતા. ઇને દરબાર કહવાતો. તાં બધા રાજાઓને ભેગા કરીક મઝેથી રાખવામેં આવતા. પેહલો દરબાર ધુળેમેં ભરાયેલો હુતો. થોડાક વરહો વઘઇમેં ને પાછલાં પચ્ચાહેક વરહથી ડાંગ દરબાર આહવામેંજ ભરવામેં આવે સે. વરહ ૧૯૭૧ થી આખા દેહમેં રાજાઓને આલવામેં આવતા પૈહા બંધ થી'જ્યા પુણ ડાંગના આદિવાસી રાજાઓને વરહની જીવાઇ આલવાની રીત હજુ ચાલુ સે. ડાંગ દરબાર વખેત એક મોટલો મેળો ભરાય સે. ડાંગ જિલ્લાનો આ એકેજ હૌથી મોટલો મેળો સે. અહીં છેટે છેટેથી વેપારીઓ આવે સે. ડાંગના લોક માટે ઘૉર આંગણે મઝા કરવાનો આ એકેજ પરસંગ સે. ડાંગ મેં વારૂત વહરાત પડે સે. ડુંગરાળ જગા હોઇક ને બધુજ પાણી એકદમ નીચે વહી જતું હોય સે. પાણી ભેગું કરવા માટે કોઇ રીત ની મેં. ઉનાળા દાહડે અહીંના લોકને પાણીની વારૂત તકલીફ પડે સે. કુદરત તો વારૂત પાણી આલે સે પુણ માણહ ઇનો ઉપયોગ નીં કરી હકતો. સુરતથી વઘઇ થી ને નાસિક જતી સડ્ક ઉપેર સાપુતારા આવલું સે. સાપુતારા વારૂત ઊંચું આવલું સે. અહીં ઉનાળામેં પુણ હવા ઠંડી રેચ સે. એતરે ઉનાળામેં લોક પુવન ખાવા આવે સે. ગુજરાતની અગૉળ વધેલી આ એકેજ પુવન ખાવાની જગા સે. બચડા ઉપેરથી હાપ ઉતરતો હોય એવી વાટને લીધે ઇનાને સાપુતારા કહવાતું હોય એમ લાગે સે. સાપુતારામેં હાપનું એક મંદિર પુણ સે. સાપુતારામેં જિલ્લા પંચાયેતની, ગુજરાત સરકારની ને ઘણી ખાનગી રેહવાની જગાઓ સે. બીજી જગાની સરખામણીમેં અહીં બધી વસ્તુઓ વારૂત મોંઘી મલે સે.

આદિવાસીઓની કહવાતી વારૂત વાતરાઓ સે. અલેગ અલેગ કથાઓ, ગીતાં સે. બધુ હુધરતું જવાને લીધે આ બધું ભૂલાતું જાય સે.

**ધરમપુર:** ધરમપુર એ વલસાડ જિલ્લાના એક તાલુકાનું મથક સે. ધરમપુર ની વાત રસ પડે તેવી સે. અતારથી આસરે આઠસો વરહો પેહલા ધરમપુર માંડવગઢ નામથી જાણીતું હુતું. તે વખેત માંડવગઢ મેં થોરાટ કુટુંબના આદિવાસી રાજા નાથીરાત રાજ કરતા હુતા. ચિતોડના બાપ્પા રાવળ કુટુંબના કુંવર રામશાહે નાથીરાતને મારી નાંખી માંડવગઢની ગાદી લેઈ લીધી હુતી. ઈનાએ નવી જગાએ ગામ ઊભું કયરૂ ઈને રામનગર નામ આયલું હુતું. પછેન રામનગરમેંથી રેહવાનું ફતેપુરમેં રાયખું હુતુ. રામનગર રાજની હદ એક પુણ વખેત હરખી નીં હુતી. એક વખેત રામનગરમેં આઠ તાલુકા ને આઠ કિલ્લા હુતા. શિવાજી મા'રાજે રામનગર જીતી લીધું હુતું પુણ એ મરી જતા સહદેવે પાછું રાજ જીતી લીધું હુતું. વરહ ૧૭૫૬ મેં મરાઠાઓ જોડેની લડાઇમેં રામનગરનો રાજા રામદેવ હારી જયો. મરાઠા ફતેપુરમેં ઘૂસી જેઇ કાપાકાપી ચલાયવી રાજાના કાગળિયા હળગાવી દીધા હુતા. રાણી ને નોકરાણીઓ કૂવામેં કૂદીને મરી જેઇ હુતી. પછેન સમાધાન થતે પાછું રાજા રામદેવ રાજ લીધું હુતું. મા'રાજ ધરમદેવ ફતેપુર છોડી જૂનલા માંડવગઢમેં નવું ગામ વસાયવું. પોતાના નામ ઉપરથી ઈનું નામ ધરમપુર પાયડું. થોડો વખેત રેહવાનું પીંડવળમેં રાયખું હુતું. પીંડવળ નજીક પંગારબારી નામની ટેકરી સે. એ જગા પુવન ખાવાની બનાવાનું રાજાએ નક્કી કયરું હુતું. પુણ એ થ્યુ નીં. ધરમપુર કે રામનગરના રાજા પેહલા ઈમના નામની પછાળ શાહ બોલ લગાડતાં હુતા પુણ જગતશાહથી શાહની જગાએ દેવ બોલ લગાડવાની સરૂઆત થેઈ. ઈની પછાળ એક વારૂ વાત સે. મા'રાજ જગતશાહ ગુજરાતના સુલતાનને મલવા ખંભાત જે'લા હુતા. હૂરજવંશી મા'રાજ હૂરજના દરસન કરીને જ ખાતા હુતા. વહરાત હોવાથી દહ દાહડાથી એકધારો વરહાત વરહતો હુતો. એતરે જગતશાહ ફળ ખાઈ ને રીયો. સુલતાને ઈનાને જોર કરીયો કે તમુ હૂરજ ને મનાવી હૂરજ દરસન કરાવો તૅર હાચા માનું. જગતશાહે હૂરજની પૂજા કયરી ને દહ દહ દાહડાથી વરહતા વાદળાં વિખરાયા ને તાપ પયડો. સુલતાને ઈનાને દેવ જેવો માયનો. જગતશાહે પોતાનો જય(જીત) માયનો. જય ને દેવ ઉપેરથી જગતશાહે જયદેવ નામ રાયખું ને પછેન દેવ બોલ જાણીતો થ્યો. ધરમપુર કે રામનગરના રાજાઓ મેં રામશાહ, સોમશાહ, પુરન્દરશાહ, ધરમશાહ, ગોપુશાહ, જગતશાહ, નારણશાહ, ધરમશાહ(બીજો), જગતશાહ (બીજો) - જયદેવ, લક્ષ્મણદેવ, સોમદેવ, રામદેવ, સહદેવ, રામદેવ (બીજો), મહારાણા ધરમદેવ, નારણદેવ, સોમદેવ (બીજો), રૂપદેવ, વિજયદેવ, રામદેવ (તીજો), નારણદેવ (બીજો), મોહનદેવ ને વિજયદેવ (બીજો) સે. વિજયદેવજીની છોરી ધનકુંવરબાનાં લગેન કચમેરના રાજા હરિસિંહ જોડે થ્યા તૅર આખા દેહના રાજાઓની નજર ધરમપુર રાજ ઉપેર પયડી. મા'રાજ વિજયદેવે ધરમપુરમેં જ્યુબિલી હૉલ બંધાવેલો જે પછાળથી લેડી વિલ્સન મ્યુઝિયમ નામથી બધે જાણીતો થ્યો. આ જગાએ દેહ પરદેહની કારીગરીની વસ્તુઓ, વાંહકામની વસ્તુઓ, જૂનલા પૈહા, વાજાં, દેહ પરદેહની રીતેરહેમની વસ્તુઓ ભેગી કરવામેં આવલી સે. માનવશાસ્ત્ર વિભાગમેં ધરમપુરના આદિવાસીઓની કારીગરી, જીવવાની રીત, વાજાં, ઘરસામાન એવી બધી વસ્તુઓ રાખવામેં આવલી સે. રેવાકાછ્યા (દક્ષિણ) ગુજરાત રાજની આ એક અલેગ જ જગા ધરમપુરને વારૂત જાણીતું બનાવેસે. ધરમપુરને જાણીતું બનાવાની બીજી જગા સે - જિલ્લા વિજ્ઞાન કેન્દ્ર. આ જગા વરહ ૧૯૮૪ મેં કાઉન્સિલ ઑફ સાયન્સ મ્યુઝિયમ, કલકત્તા ને ગુજરાત

સરકારે ભેગા થી'ને બનાવેલી સે. આખા ભારત દેહમેં પાંચ ને ગુજરાતનું એકેજ આવું જિલ્લા વિજ્ઞાન કેન્દ્ર બે ભાગમેં સે. સંગ્રહસ્થાન ભાગ ને તાલિમ ભાગ. તાલિમ ભાગમેં વિજ્ઞાન ને યંત્રોની તાલિમ આદિવાસી છોરાઓને આલવામેં આવે સે. સંગ્રહસ્થાન ભાગમેં રેવાકાછયા ગુજરાતમેં થી અલેગ અલેગ વસ્તુઓ ભેગી કરીકને રાખવામેં આવેલી સે.ધરમપુર જાવ તૅર જ્યુબિલી ને વિજ્ઞાન કેન્દ્ર જરૂર ભાળજો.

**ઉનાઈ :** ઉનાઈ ગરમ પાણીના કુંડ માટે જાણીતું સે. બિલીમોરા વઘઈ રેલવે લાઈન ઉપેર ઉનાઈ ટેસન આવલું સે. ઉનાઈના આ કુંડ વારૂત જૂનલા સે ને તીની જોડે વારૂત કથાઓ જુડાયલી સે. શ્રી રૉમ લંકા જીયતા પછેન પાછાં ફરતાં એક ઋષિના આસરમમેં આરામ કરવા રોકાયલા હુતા. અહીં શ્રી રૉમે યજ્ઞ કરવા માટે અલેગ અલેગ જાત (ગોત્ર) ના બાર હજાર બામુણોને બોલાયવા હુતા. અતારના અનાવલ ગામ જોડે આ યજ્ઞ થે'લો હુતો. બામુણોને અંગોળ કરવા શ્રી રૉમે તીર મારી ગંગાનું ગરમ પાણી કાયઢું હુતું. અનાવલ તે વખેતમેં અનાદીપુર નામથી ઓળખાતું હુતું. તૅરથી તાં એકધારા ગરમ પાણી વહીયા કરેસે. બીજી વાત પણ શ્રી રૉમ જોડે જ જુડાયલી સે. અહીં શરભંગ ઋષિનો આસરમ હુતો. દંડક વનમેંથી શ્રી રૉમ અહીં આયવા. શરભંગ ઋષિ ચામડીના કોઈ રોગથી પીડાતા હુતા. શ્રી રૉમે તીનાની દવા માટે જમીનમેં તીર મારી દવાવાળા ગરમ પાણીના ઝરા બાહરા કાયઢા ને શરભંગ ઋષિનો રોગ દૂર કયરો હુતો. પાણીની જોડે ઉષ્ણ અંબાની મૂરતી પુણ પરગટ થી'. સીતાજીએ પુણ અહીં અંગોળ કયરૂ હુતુ. આશને આઈ, આયા બધુ કહવાય સે. ઉષ્ણ અંબાના ગામડાનું નામ ઉષ્ણ આઈ કહવાતું ને ઈના ઉપેરથી ઉનાઈ જાણીતું બયનું. ઉનાઈમેં ચૈતર મહિનામેં મોટલો મેળો ભરાય સે. ઉનાઈના કુંડના ગરમ પાણીમેં ગંધક, ક્લોરિન ને ફોસ્ફરસ વારૂત ભળેલા સે એતરે તે જીવડા મારી નાંખે સે. કોઢ, સંધિવા (હાંધાનો દુખાવો) ને ચામડીના રોગો માટે તે અસરકારક સે. ધરમપુર તાલુકામેં પંગારબારી નજેક અરણાઈ ગામે પુણ ગરમ પાણીના કુંડ સે. પુણ છેટે જંગેલ વિસતારમેં આવેલા હોયકને કોઈ તીનો ફાયદો લી હકતું નીં.

## કૂંકણા

રેવા કાછ્યા (દક્ષિણ) ગુજરાતના વલસાડ, ડાંગ ને સુરત જિલ્લામેં કૂંકણા નામની જાત રેય સે. મહારાષ્ટ્ર રાજના ધુળે ને નાસિક જિલ્લામેં પુણ કૂંકણાઓની વસતી સે. કૂંકણા જે ભાષા બોલે સે તીને કૂંકણા ભાષા કહવાયસે. ડાંગ જિલ્લામેં આ ભાષાને ડાંગી ભાષા કહવાયસે. પાંચ ગામે પાણી બદલાય ને બાર ગામે બોલી બદલાય એવી કહેવત સે. કૂંકણા ભાષા માટે પુણ આ કહેવત બરાબરસે. ધરમપુર વિસતારની ભાષા ને ચીખલી વિસતારની કૂંકણા ભાષામેં થોડો ફરેક સે. વાંસદા ને ડાંગની કૂકણાં ભાષામેં પુણ થોડો થોડો ફરેક સે. મહારાષ્ટ્રની હદ ઉપેરની કૂંકણા ભાષામેં મરાઠી બોલ વધારે હોયસે. ધરમપુર, વાંસદા, ચીખલી વિસતારની કૂંકણા ભાષામેં વારલી, ઢોડિયા ને ગુજરાતી ભાષાના બોલ વારૂત હોયસે. દરિયા કાંઠે રેહતા લોકને જૂના જમાનામેં કોંકણા નામે ઓળખવામેં આવતા હુતા. રત્નાગિરિ વિસતારના લોકને હજુ પુણ કોંકણાજ કહવાય સે. વલસાડ, ડાંગના કૂંકણા રત્નાગિરિ

બાજુથી ને કોંકણપટ્ટીથી આ બાજુ આયવા હોવાનું માનવામેં આવેસે. પુણ બીજી રીતે વચાર કરીએ તો આવું માનવું બરાબર નીં હોય એવું લાગેસે. નવસારી પૂર્ણા કોતેળાના રેવાકાછ્યા બાજુના વિસતાર લગી કોંકણ વિસતારની હદ હુતી. અહીં વરહો હુધી કોંકણ રાજ ચાલતું હુતું. કોંકણ વિસતારમેં રહેતા લોક કોંકણા કે કૂંકણા કહવાતા. એતરે એમ કી' હકાય કે કૂંકણા અસલમેં અહીંના જ સે.

કૂંકણાઓની વાતો વાારૂત મોટલી સે. એ કનસરી વાતરા, ઢાકની વાતરા ને બીજી રીતે જીવતીસે. રૉમ કથાને મહાભારત કથાની પુણ વાતરા જીવતી સે. કુંતામાડીના પાંચને માદરીના બે એમ પાંડવો પાંચ નીં પુણ હાત હુતા. કર્ણ જોડે બીજો છોરો એમ બે છોરા ખાનગી હુતા. આવી વાતરા નવી કહવાય તેવી સે. કૂંકણા માને સે કે ખેડવાનો હક ભગવાને હૌથી પેહલો કૂંકણા ને આયલો હુતો. કનસરી દેવી ભગવાને આલેલી દેવી સે. કનસરીનો અરથ જે કોપીઓ જેમ ફૂટેસે એવો થાયસે. ધાનના દાણામેંથી કોપીઓ ફૂટેસે, કનસરીની વાતરામેં પુણ કનસરી મહાદેવના નાવણિયામેંથી કોપીઓ જેમ પરગટ થાયસે તૅર ખાલી કૂંકણાજ તીને ઓળખી બતાવેસે.

કહવાતી વાતરામેં શાંતા કુનબી, વાળે કુનબી અહલા બાર જાતના કુનબી-કૂંકણાઓ ગણાવેલા સે. કૂંકણાની ગાયકવાડ, માહલા, વાઢુ, ગાંવિત, હુડકી, ગવળી, ભગરિયા, ભોયે, જાદવ બધી વાારૂત જાતોસે. જાતના બધાજ ભાઇ-બેન ગણાયસે. એટલે જાતમેં લગન નીં થતા. કૂંકણા કનસરી, માવલી, ડુંગરદેવ, હિરવાં, હિમાઇ બધી દેવીઓને પૂંજેસે. બ્રહ્મ દેવનેજ ખાલી અલેગ રીતે પૂંજેસે. કૂંકણા જાતમેં દેવીઓનું પૂંજન એક અલેગ જાતની રીત સે. કૂંકણા લગેનને વરાઢ કેય સે. પેહલા કૂંકણા રીતથી લગેન થતેલાં. હાવ સૅરની રીતે લગેન થાયસે. ડાંગમેં હાવ લગેન લેવાયસે. પેહલા ખાલી ખોળો ભરાઇને છોરી વળાવામેં આવતી. વરહો પેહલા વલસાડ જિલ્લામેં પુણ ગરીબ કૂંકણામેં આવી 'બોળવેં' રીત હુતી. મરી જાય તૅર મડદાને બાળવામેં આવેસે. ડાંગમેં મરી જાય તે વખેત થાળી કથા ગાવામેં આવેસે. મહારા પછેનની છેલ્લી વિધિ દેવકારેંની સે. દેવકારેં વખેત દહ કે વધારે મરેલા જણના હગાં ભેગાં થઇક ને વિધિ કરેસે. દેવકારેં વખેત ઢાકભક્તિ કરવામેં આવેસે. ઢાક ઉપેર ગીતાં ગાવામેં આવેસે. જેની અંદેર દેહીની આતમા જોડે વાત, આતમાની ભગવાન જોડે વાત, દેહી ખતમ થી'જવાની વાત આવેસે. આ વિધિ વખેત દરેક મરેલાના નામનો ઘુમારો હોયસે, જીના દેહીમેં મરેલો ભરાયસે ને બાકી રી'જે'લી લેતી દેતીની વાત મરેલો પેલા ઘુમારાના દેહીમેં ભરાયને મરેલાંના હગાંને કેયસે. જેતરી બને એતરી તીની ઇચ્છા પૂરી કરવામેં આવેસે. દેવકારેં પછેન મરેલો દેવ બની જાયસે. પછેન પેઢી દર પેઢી ઈની દેવ તરીકે પૂજા કરવામેં આવેસે.

**કૂંકણાના વાજાં** : આપણી જીંદગી એક સંગીત સે. આપણી આજુબાજુ સંગીત સે. ચકચક કરતા પોદયાં સંગીત ફેલાવેસે. ટપટપ ટપકતા પાણીનાં ટીપાં સંગીત ફેલાવેસે. વે'તા કોતેળામેં સંગીત સે. ધીરે ધીરે ફૂંકાતા પુવન થી ડોલતા ઝાડવામેં સંગીત સે. સંગીતના તાલ જોડે તાલ મીલાવા વાજાં બયનાં ને પછેન એક બીજાનાં થી'જયા. કૂંકણા જાતના વાજાંની થોડી ઓળખાણ કરીએ.

૧. ઘાંઘળી : આ દેવવાજું સે. બે દૂધી, વાંહની એક લાકડી, જરેક મધનું મીણ, બંગડી, મોરનાં પીછડાં ને પાતળો તાર અહલું હોય તૅર ઘાંઘળી તીયાર. આ વાજું ભગતોજ વગાડેસે. કનસરી કે માવલીની પૂજા વખેત ભગત આ વાજાંથી દેવ કથા ગાઇ હંભળાવેસે. માવલીની પૂજા પુણ મઠ કે ડુંગર દેવની જેમ અલેગ અલેગ રીતે

ઉજવાયસે. આ વાજું ડાંગમેં વધારે નીં વપરાતું. વલસાડ જિલ્લાની ઉગમણે ઘાંઘળી વધારે વપરાયસે.

૨. તારપું : એક લાંબી મોટલી દૂધી, ગાય કે ડગરાનું એક સિંગડુ, તાડનાં પાયડાં, મોરનાં પીછડાં, બે પીહી ને મધનું થોડું મીણ અહલી વસ્તુ હોય તૅર તારપું તીયાર.આ વાજું પુણ દેવ વાજું જ સે. માવલી કે ડુંગરદેવની પૂજા વખેત જો'વે જ. તારપું વલસાડ જિલ્લામાં જાણીતું સે. ડાંગમેં નાનલું તારપું જાણીતું સે ને ઇનાને ડાંગમેં તારપું નીં પુણ પાવરી કહવાય સે. તારપાની એક વાત સે -

કોકાયના મોર, ઠોકાયના ભૂંઇ બોકા,
ધરતું ન ધરતી હાંફની, ને દેવુંન દેવાં કાંપનાંત.

એતરે કે જાણે મોર બોયલો, ઇનાનું પેટ જમીનને અડયકું, ધરતી પુણ ડોલી ડોલીને હલી જેઇ ને દેવો પુણ હલી જયા. આ વાજું વાગતું હોય તૅર આજુબાજુ ના બે તૅણ ખેતરવા છેટે લગેન તીનો અવાજ હંભળાયસે. તારપા ઉપેરનો નાચ આંખને ભાળવો ગમે તેવો હોય સે. નાચનારાને રંગ ચઢાવા તારપું વગાડનાર પુણ વગાડતે વગાડતે નાચે સે.

૩. માદળ : આ વાજું ઢોલ જેવું સે. આ વાજામેં વગાડનાર જ નાચનાર હોયસે. બે,ચાર,છો,આઠ,દહ એમ બબેની જોડમેં નાચવામેં આવેસે. વગાડનારે બાયડીનો વેહ પેરવો પડેસે. માદળ વગાડનારને માદળી કહવાયસે. માદળીને રંગ ચઢાવા ગાનારા ગીતાં ગાવેસે. વચમેં રરમલી ને સોહોંગ પુણ થાયસે, એતરે હાંહવુ આવે એવો ચાળો. લગેન પરસંગમેં કે ખાસ ખૂસીના પરસંગમેં માદળ વગાડવામેં આવેસે. આ રીત હાવ ખતમ થતી જાયસે. ચીખલી તાલુકાના મીંયાઝરી ગામના માહલા કુટુંબના માદળીઓ ને રરમલીઓ જાણીતા સે.

૪. કાહળેં : સરણાઇ જેવી હોયસે. તીની જોડે સુરતે ને સાંગડ કે ઢોલ હોય સે. આ વાજું લગેન કે બીજી ખૂસી વખેત વગાડવામેં આવેસે.

૫. થાળી :- કાંસાની થાળીને ભાંગસરની લાકડી, એ વારૂ વાજું સે. કાંસાની થાળીમેં ભાંગસરની લાકડી મધના મીણથી ઊભી રાખવામેં આવેસે. તે લાકડીને ઉપેરથી નીચે બાજુ ઘસતે અવાજ આવેસે. આ અવાજને તાલે વાતરા કહવામેં આવેસે. થાળી ડાંગમેં જાણીતી સે. વલસાડ બાજુ ઇનાને થાળા કહવામેં આવેસે.આ જોડે ઢાક, મોહવર, ચંગ, પાવી બધા વાજાં પુણ જાણીતા સે. આ બધા વાજાં જંગેલની ઉપજમેંથી જ બને સે. બાહેરથી નીં લેવા પડતા. માદળ, સાંગડ, ઢોલ ને ઢાકના ચામડાં પાળેલા ઢોરમેં થી મળી રેયસે. વાંચનાર ભાઇબંધ, હાંભળનાર વડીલો, તમારાં વાજાં જોડે આ વાજાં મેળવી જો જો, કદાચ આપણે એકબીજાનાં વાજાં ભાળીને બનાયવા હોય એવું પુણ બને ! રૉમ, રૉમ.

